॥ ॐ ॥

શ્રી આર્ય ઉપદેશક નાટક સમાજ.

# કપટનો કહેર.

## નાટકના ઓપેરા.

રચનાર,

ત્રીવેદી માધવલાલ અંબાલાલ,

રે૦ વસ્તડી.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

માસ્તર મયાશંકર રેવાશંકર,

શ્રી આ. ઉ. ના. સ. ના માલેક તથા મેનેજર.

શ્રી "જૈન વિદ્યાવિજય" પ્રિન્ટીંગ પ્રેસમાં શા. પોપટલાલ અમથાશાએ છાપી.—અમદાવાદ.



આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦).

સંવત ૧૯૭૫ સને ૧૯૧૯.

મૂલ્ય રૂ. ૦-૩-૦.

[illegible] જમાનાની તાકાત આપનારી તમામ ઓષધીઓમાં અગ્રેસર.

# આંતકનિગ્રહ ગોળીઓ.

આ ગોળીઓ—

૧. પાચનશક્તિની વિક્રિયાને દૂર કરે છે.
૨. નબળાં પડતાં જ્ઞાનતંતુઓને પુષ્ટિ આપે છે.
૩. ઘટતી જતી સ્મરણશક્તિને સતેજ કરે છે.
૪. લોહીને સુધારી ઉમદા બનાવે છે.
૫. તાકાત વધારે છે.
૬. મર્મસ્થાનોની શક્તિ ઉત્તેજિત કરે છે.
૭. સ્વપ્નમાં થતા ધાતુપાતને અટકાવે છે.
૮. ગુમાવેલ પુરૂષતત્વને પાછું બક્ષે છે.

૩૨ ગોળીની ડબી ૧ નો રૂા. ૧.

વૈદ્ય શાસ્ત્રી મણિશંકર ગોવીંદજી
આંતકનિગ્રહ—ઓષધાલય.
જામનગર—(કાઠિયાવાડ).

# આભાર-સ્મરણ

—→(૦)←—

## પ્રથમ મુલાકાતની યાદી ખાતર એક મહાન વીરે કરેલી ઉદારતાની યાદી.

રા. રા. મુરબ્બી વૈદ્યશાસ્ત્રી શંકરલાલ મણીશંકર ગોવીંદજીનો ને અમારા અવર્ણીય સ્નેહની નિશાનીમાં તેઓ તરફથી આ નાટક મંડળીને સ્નેહની યાદી માટે કંપનીને ભેટ તરીકે આ "અમન-ચમન" નામનું નાટક અર્પણ કરેલ છે, તે ઉપકારના રૂણમાં દબાયેલ આ મંડળીના મેનેજર ઘણા આભાર સાથે સ્વીકારે છે.

લી૦ આપના કૃપાકાંક્ષી,

મયાશંકર રેવાશંકર મહેતા.

—→←—





# અર્પણ પત્રિકા.



રા. રા. શેઠ ચીમનલાલ કેશવજી.

મુ૦ વીરમગામ.

શ્રી આર્યોપદેશક નાટક સમાજને ઉત્પન્ન કરવામાં આપે તન મન અને ધનની જે કીંમતી મદદ આપી છે તેના આભાર સ્મર્ણાર્થે આપને સદરહુ નાટ્ય પ્રયોગ અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

લી૦ આપનો આભારી

માસ્તર મયાશંકર રેવાશંકર મહેતા.

મા. શ્રી આ૦ ઉ૦ નાટક સમાજ.



# કપટનો કહેર-નાટકનો ટુંક સાર.

—:o:—

## અંક ૧ લો.

પ્ર૦ ૨ જો-ઈશ્વર સ્તુતિ. બાદ સુત્રધાર નટીનો પાતિવૃત સંબંધી સંવાદ. બાદ કપટસીંહનું આવવું અને જુના દીવાન હરીસીંહનું વાટવું. બાદ બળરામ તથા વેરસીંહ આવે છે અને વિજય સંબંધી બાતમી લેવી. વિજયની માતાનો પશ્ચાતાપ. પાછળથી વિજયનું ખાનગીમાં આવવું અને માતાના બોલથી પીતાનું વેર લેવાની તૈયારી કરવી. બગીચામાં કુસુમનું સાહેલીઓ સાથે આવી હસવું, રમવું. બાદ સીંહનો ત્રાસ. તમામનું નાસવું અને કુસુમનું મુર્છીત થવું. વિજયનું શાન્તવન બાદ બન્નેનો પ્રેમ બંધાવો. કપટસિંહનું ખીજાવું, લોભી વણીક કૃપણનો ફરેબ, બળરામનું આવી ફરેબથી સમજાવી સાચો માલ લઈ જવો, બાદ બળરામને કપટસીંહના કુમાર ભગુભાનો મેલાપ અને કપટની જાળ જાણી બળરામનો ક્રોધ, બાદ કપટસીંહ તથા વેરસીંહ બન્ને તે જુરી પરના પહેરેગીરનું ખુન કરી લુંટી ચાલ્યા જાય છે તેવામાં મહારાજાનું આવવું તેને ઉંધું સમજાવી કપટસિંહનું ફુલાવું, જંગલમાં વિજયનું આવવું, કુસુમે મળવા કહેલ છતાં નહિ આવેલ જેથી અફસોસ. બાદ બળરામનું આવવું અને કુસુમના હાથની પ્રેમપત્રીકા આપવી, વાંચી સ્વયંવરમાં જવાની તૈયારી. બાદ સ્વયંવર તેમાં વેરસિંહનું અપમાન, બાદ તમામ કુમારો પાસે સમસ્યા જાહેર કરવી, "પ્રભાકર પેખી ચીત હરખ્યું" ચકોરીનું કોઈનાથી પુર્ણ સમશ્યા નથી થતી, છેવટે વિજય પુર્ણ કરે છે. રાજાનું પ્ર-

સર્ગ થવું. કુસુમ વિજયમાળ પહેરાવે છે. તેવામા કપટસિંહ બના-વટી ચીઠી રજુ કરે છે અને બંનેનો મેળાપ થયેલ છે તથા અરસ્પરસ આપેલ નીશાની જાહેર કરી રંગમા ભંગ કરવો. વિજયને દેશપારની સજા કરવી. બાદ વિજય તથા કુસુમનો વિ-યોગ, કપટસિંહનું ફુલાવુ અને દીવાન હરીસીંહનું કાસળ કાઢવા-નો દ્રઢ નીશ્ચય કરવો. મહારાજાનુ આવવું તેને ઉધુ સમજાવી દીવાનને પણ નોકરીમાંથી બરતરફ કરાવવો. બાદ બળરામનું આવવું અને મહારાજાનું ખુન કરવા સંબંધી વાતચીત કરવી તેમાં બળરામ હુશીઆરીથી બાતમી લઇ મદદ કરવા વચન આપી મહારાજાને બચાવવાનો રસ્તો કરવા કુંવરી પાસે જાય છે. કુસુમ વિજયનો વિયોગ કરે છે. ત્યાં મહારાજાનું આવવું. કુ-સુમને વીજય સાથેનો સંબંધ ત્રોડવા સમજાવવું. કુસુમ નથી માનતી જેથી રાજાનું ગુસ્સે થઇ ચાલ્યા જવું બાદ કુસુમની આ-પઘાત. તેવામાં બળરામ બચાવે છે અને મહારાજાના ખુન સંબં-ધી વાતથી કુસુમને જાહેર કરે છે. કુસુમ તેને પોતાના પીતાના પ્રાણ બચાવવા સમશેર આપે છે. ત્યારબાદ મહારાજનું શયન-ગૃહ. તેમાં કપટસીંહ તથા વેરસીંહનુ મધ્યરાત્રે આવવું. ખુન કર-વાની તૈયારી. તેવાંમાં હરીસીંહને બળરામ માર્ફત મળેલ હકીક-તથી આવી સામે થવું. લડાઇ—તેમાં હરીસીહનું પકડાવું મહારા-જાને ઉધુ સમજાવી હરીસીહને કેદ કરવો.

## ટેબલો-ડ્રોપ.

# અંક ૨ જો.

ટુંકસાર—કપટસીંહ તથા મહારાજાની રૂબરૂ હરીસીંહ તથા વેરસીંહ ઉપર ખુનનો આરોપ મુકી બન્નેને જેલ દાખલ, કપટસીંહનું કુલાવું, પાછળથી કૃપણ તથા બળરામનું આવવું અને બળરામને રવાના કરી પાછળથી વિજયની માને જેલમાં નાખવાનો વિચાર બાંધવો. સલીમશાહ શીકારે નીકળેલ. ક્ષુધા લાગવાથી આરામ લે છે તેવામાં વીજય કુસુમના પ્રેમમાં લીન થઈ આમ તેમ ફરેછે. બાદશાહ તરફ જોઇ તેને દાડમનો રસ આપે છે. શેર આવવાથી બાદશાહ ગભરાય છે. વિજય સીંહને ઠાર કરેછે. શાહ તેને વચન આપી રવાના થાય છે. બાદ બળરામ આવી કુંવરીને મળવા માટે સત્વર દેવાલય તેડી જાય છે. દેવાલયના પુજારી પાસે કપટસીંહ આવે છે અને ત્યાંથી વિજયને સાધુ વેશે કુંવરીને બોધ દેવા કપટસીંહ તેડી જવાનું નકી કરે છે. પાછળથી રાજકુંવરી સખીઓ સાથે દર્શને આવેછે, ત્યાં બળરામની ગમત. બાદ સાધુ-વેશે વિજય કુસુમને મહેલે જાય છે. મહારાજા ચંદ્રસેનની પાસે કપટસીંહ તથા બળરામ સાધુરૂપે વિજયની પ્રશંસા કરે છે. મહારાજા તેને કુંવરીને બોધ આપવા મહેલે મોકલે છે. કુસુમ પતીના વિયોગમાં છે તેવામાં વિજય આવે છે. અરસપરસ સવાલ જવાબ થતાં કુસુમ પોતાના પતીના મેળાપનું પુછે છે તેવામાં પોતે વિજયરૂપે કુસુમને મળે છે; બન્નેનો આનંદ, તેવામાં અનાચાસે મહારાજા તથા કપટસીંહ આવે છે વિજયને જાનથી મારવાનો કપટસીંહને હુકમ આપે છે ને કુંવરીને મહેલમાં રાખે છે બાદ બળરામ હવે શું કરવું તેનો વિચાર બાંધે છે ત્યાં છાનો કપટસીંહ આવે છે ને બળરામને ધમકાવે છે, બળરામ ફરેબથી

વાતને છુડાવેછે અને કુંવરીને મારવાનું ઠરાવે છે. બાદ કપટસીંહ જાયછે. પાછળથી તેનેજ ઠાર કરાવી વિજયને બચાવા જાય છે. જંગલમાં ચોર લોકો આવે છે. બળરામને લુંટવા જાય છે તેવા-માં તે ગાંડો બની બીજા લોકોને લુટાવી તેને આડે રસ્તે ચ-ડાવી તમામ માલ લઇ પોતે પસાર થાયછે. ચોર પાછળથી હાથ ઘસતા રહે છે. વિજયને ઠાર કરવા લાવે છે તેવામાં પાછળથી હરીસીંહ આવીને મારાઓને ઠાર કરી વિજયને બચાવે છે. પા-છળથી મહારાજા તથા કપટસીંહ બન્નેને આવી બન્નેને કેદ કરેછે. બળરામ હવે વિજયનું શું થયું હશે તે વિચાર બાંધેછે, તેવામાં કપટસીંહ તથા મહારાજાને આવતા જોઇ છુપાઇછે વિજય તથા હરીસીંહને જેલમાં ઝેરવાળું પાણી પાવાનો નિશ્ચય બાંધે છે. બળરામ તમામ સાંભળે છે. પાછળથી કપટસીંહનો કુમાર ભગુ-ભા આવે છે અને બળરામની સાથે જેલમાં જાય છે જેલમાં કપટસીંહ ઝેરવાળું પાણી રાજકેદીઓને પાવાનો હુકમ આપી રવાના થાય છે. પાછળથી ઇશ્વરની કૃપાથી તે પાણીથી વિજય તથા હરીસીંહ બચે છે ને ભગુભા તથા બે પહેરેગીરો એ પાણી પીએ છે ને જાનથી જાય છે. બળરામ તથા માણેકનો મેળાપ. બાદ દેવી મંદીરમાં કુસુમ આત્મઘાત કરેછે; તેવામાં દેવી પ્રસન્ન થઇ વરદાન આપે છે તેવામાં તેની સખીયો આવે છે ને તમા-મ દેવીને નમે છે. દેવીનો આશીરવાદ બાદ ડ્રોપ.

—⊰(૦)⊱—

## અંક ૩ જો.

પ્ર૦ ૧ લો—કપટસીંહ વિજયને પાણી પીવા મોકલેલ. જેથી તે મરી ગયાના જવાબ વીચારો બાંધે છે તેવામાં ભગુઆના મૃત્યુના સમાચાર આવે છે. કેદી જેલમાંથા છટકી જાય છે તેથી અફસોસ કરે છે વેરસીંહ દિલાસો આપે છે ને બળરામ ખુશી થાય છે. કપટસીંહની બન્ને રાણીઓને બળરામ લડાવી મારે છે બાદ કપટસીંહ આવે છે તો બનેને મરેલ જોઇ બળરામને તથા મને બોલાવવા મોકલે છે. પાછળથી દાસીને પુછતાં બળરામ ઉપર જાહેર થાય છે. દાસીને ઠાર કરી બળરામને પકડવા સ્ત્રી પડે છે. બળરામ તેના ચાળા પાડે છે ને તેવામાં સાકર આવે છે તેને પણ બળરામ પોતાનું કપડું ઓઢાડી સુવાડે છે. કપટસિંહ બીજમાને બીજમાં સાકરને બળરામ ધારી ઠાર કરે છે. બાદ જાહેર થતાં પોતે મરવા તૈયાર થાય છે. વેરસીંહ બચાવે છે ને મહારાજાનું ખુન કરવા જવાની તૈયારી કરે છે બળરામ પાછળથી કુંવરીને ચેતવવા જાય છે, કુંવરીને દેવીરૂપે રહેવા બળરામ ફરજ પાડે છે, રાજા આવે છે અને કુંવરી દેવીરૂપે કપટસીંહનું પોગળ ખુલ્લું કરે છે. રાજા ગભરાય છે. દેવી હીમત આપે છે. બાદ કપટસીંહ તથા વેરસીંહ આવે છે ચંદ્રસેનને એકલો જાણી લડે છે. પાછળથી હરીસીંહ તથા વિજય બન્ને આવી પહોંચે છે કપટસીંહ તથા વેરસીંહ ભાગી છુટે છે અને કુસુમ, વિજય હરીસીંહ તથા મહારાજા મળે છે. કપટસીંહ બીજાક સાથે સાહને મળી ચંદ્રસેનનું કાસળ કાઢવાનો દ્રઢ નીશ્ચય કરે છે જંગલમાં માણેક તથા ધનદાસ આવે છે. ધનદાસ માણેકને પરાણે વરવા કહે છે. માણેક નથી માનતી જેથી મારવા જાય છે તેવામાં બળરામ તેને ઠાર કરે છે. ત્યારે બાદ માણેક તથા બળરામનો મેળાપ. બગીચામાં રહીમદાદ બેગમ સહીત આવે છે

કરે છે તેવામાં કપટસીંહ બેગમને ઠાર કરે છે. કપટસીંહ શાહને ચંદ્રસેનને કેદ કરવા સમજાવે છે. બાદ વિજય તથા કુસુમ મળે છે કુસુમ વિજય માટે ફળ લેવા જાય છે, વિજય સુઈ જાય છે. કુસુમ આવી પાયતળાસતાં બન્ને સુઈ જાય છે પાછળથી વેરસીંહ આવી વિજયને બાંધી કુસુમને લઇ પસાર થાય છે. વિજય જાગૃત થઈ પશ્ચાતાપ કરે છે તેવામાં કપટસીંહ આવી બેગમનું ખુન કરવાનું તહોમત વિજયને માથે સાબીત કરી તેને કેદ કરે છે. કુસુમ વેરસીંહ પાસેથી છુટા થઇ આવે છે. પછી વેરસીંહના પંજામાં સપડાય છે અને સ્ત્રીચરીત્રથી વેરસીંહને કુવામાં ઉતારી ઠાર કરે છે અને દેવીએ આપેલ જીવનબુટીથી બેગમને સજીવન કરે છે અને ત્યાંથી શાહના દરબારમાં જવાની તૈયારી કરેછે. બાદ કૃપણ માણેકને બીજે પરણવા સમજાવે છે. માણેક માનતી નથી જેથી કૃપણ તેને મારવા જાય છે તેવામાં સાધુવેશે કુસુમ તથા બેગમ આવી તેને સમજાવી બાદશાહની કચેરીમાં લઇ જાય છે શાહનો દરબાર ચંદ્રસેન હરિસીંહ, વિજય, બળરામ, સર્વે કેદ કપટસીંહ તેને ઠાર કરવાનો હુકમ માગે છે તેવામાં સાધુવેશે કુસુમ તથા બેગમ આવે છે અને કપટસીંહજ ખુન કરનાર છે તે સાબીત કરી આપી તેનેજ કેદ કરાવે છે અને બાદશાહ તથા બેગમનો મેળાપ થાય છે. શાહ ચંદ્રસેનને તેનું રાજ્ય અર્પણ કરે છે અને કુસુમને પોતાની પુત્રી તરીકે માની ઇનામમાં ગામ અર્પણ કરેછે. બાદ ચંદ્રસેન પોતાનું રાજ્ય વિજયને આપે છે અને હરીસીંહને દીવાનની જગ્યા આપે છે. બાદ કુસુમ તથા વિજયનો હસ્તમેળાપ. બળરામને બાવીસ ગામનો પટો લખી આપે છે અને માણેક સાથે હસ્તમેળાપ કરી આપે છે. કપટસીંહનો પશ્ચાતાપ. બાદ પ્રેમી જોડાને આશીર્વાદ. આનંદ! આનંદ!! આનંદ!!!

સમાપ્ત.

શ્રી

# કપટનો ઝેર

## નાટકનાં ગાયનો

—❈:o:❈—

### અંક ૧ લો.

#### ગાયન ૧ લું

સુત્રધાર—

વંદન વારમવાર કરીએ ગીરીધર સુખકર કૃપાકર
હે એ..........હે એ...........હે એ.........વંદન૦
યદુકુળ દીનાકર વીનવું સ્નેહ ધરી
નટવર પટધર રહે જદુ વીર
નીજ જન દુઃખ હરેનારા મુજ અંતર રમનારા
નટવર નવલ કીશોર (૨)
તરણ તારણ ભવ ભય હારણ
ચરણ ચુમું હું શીશ નામી.....................વંદન૦

## ગાયન ૨ જું

સ્ત્રી તથા બાળાઓ—

સ્વામી રાજે રાજે સતીયો વીરાજે
આદી જનક દુહીતાય સમરપણુ કરી નીજ કાય
મહા દ્રૌપદી મનાય અજી ગુણ ગાજે ગાજે— સ્વામી૰
અહો રાધા મંદોદરી રૂપાળી જવું સ્વર્ગે જીવન એમ ગાળી
અડગ શીયળ પાળતાં પતીમય જીવન ગાળતાં
અજી ગુણ ગાજે ગાજે સ્વામી રાજે રાજે— સ્વામી૰

## ગાયન ૩ જું

અમરસીંહ—

હાલ કરૂં બેહાલ પાપી ઝળઝળ અંગે પ્રગટી લા'ય—ટેક.
કુળ બળ છળથી છુંદી નાખું શાન્તી ત્યારે થાય— હાલ૰
ઝળ ઝળ જાળે બાળી નાખું વેર વળશે ત્યારે
હું છું કપટી કાપી નાખું જાશે ક્યાં છટકી
જળ જળ ઝાળે બાળી નાખું (૨)
ઠાર કરી દઉં પાર કરી દઉં કોની છે પરવાર—(૨) હાલ૰

## ગાયન ૪ થું

વિજય—

જઇ જંગ મચાવીને અરી શીર વીંધાઈ—ટેક
વાણી તારી પુનીતજ પ્રગટાવ્યું શૌર્ય મુને ( ૨ )

શરવડે અરી હણી કેશરીએ સાર— જંગ૦

જાઉં વીજય વરતાવું સદા અરીપાત ધાત

લડી લડી દીન રાત જાત અરી અંગ અનંગ

પટનુ રંગ દીપાવું કરીને રાજ્યની સ્થીર સ્થાપના

સકળ કળા સુખ સાર— જંગ૦

ગાયન ૫ મું

કુસુમ-સખીયો—

ૠતુ રાજ ખીલ્યો શો ૠતુ રાજ ખીલ્યો

રૂડો રાસ રમ્યાં યોવનના બાગમાં

સમીર સાથ ઉપજે અનંગ આગ અંગમાં— ૠતુ૦

સાખી—

પીયુ પાસે રમી પાસમાં, લલના લુંટે લેર

ઝુરી મરે વીણુ ભોગી તે, જેનો પીયુ નહિ ઘેર.

પીયુને પ્રેમ ગ્રંથમાં પ્રેમે પઢાવીએ

યોવન ઝુલે ઝુલતાં પીયુને શીખાવીએ

ભામીની ભુલ ના ભાળાવીએ ૠતુ રાજ૦

સાખી—

માળી ચુંટી પુરૂષને, ફરી ફરી સુંઘી જોય;

અદભુત ક્રીડા કરી અમો, પ્રભુ પણ બેઠા જોય;

સમીર સાથ ઉપજે અનંગ આગ અંગમાં—ૠતુ રાજ૦

## ગાયન ૬ ઠું

**વિજય-કુસુમ—**

જોઉં પ્રીતે હમેશ છોગાળા વાટ ટેક
જો જો વિસારો આ જીવ જાય મારો
વહાલી મુને માની લેજો તારો— પ્રીતે૦
પ્રાણદાન આપી બનાવી હર્ષઘેલી
પ્રેમે ભેટો રસ રંગ અલબેલી— પ્રીતે૦
પીયુ પધારજો પીવા પ્રેમે પ્યાલા
થાને નિશ્ચીંત તું ભોળી બાળા— પ્રીતે૦

## ગાયન ૭ મું

**કૃપણ-ધનદાસ—**

મુજ મન માંહી ખુશી થાઉં લીધા બસો વીસ
દોઢ સવાયા બમણા તમણા બીજા નવ ચોવીસ
જરધારી, ઘરબારી, દરબારી
કરી પ્રપંચને લુંટી ગયો પોબાર
આ હા હા હા.......................મુજ૦

## ગાયન ૮ મું

**આશારામ—**

દેખું એવું કહું છું રે ઘરમાહાનો ધારો—ટેક

પત્ર લખે ગોપાળ લખે પણ લેશ ન પાળે ગાય
ઉદરનું નીકંદન કરવા પાકે બીલી બાય— દેખું૦
આતસબાજી સળગાવે કોઈ થેઇ થેઇ નાચ નચાવે
ધરમાદાનું નામ પડે ત્યાં તાવ ટાઢીયો આવે— દેખું૦
ધરમાદામાં પાય ધરે તો ચાલે લડથડ વાંકા
મફત ગમત જોવા દોડે ફક્કડ રાખે ફાંકા— દેખું૦
ઉદર એવા પેટભરાઓ શું મુખ લઇને બોલે
કૃપણના પૈસાની ઉપર કાળી નાગણ ડોલે— દેખું૦

## ગાયન ૯ મું

**વિજય-કુસુમ**

જરા રોકાઈ ( ૨ ) તો જાવ રંગીલા લાલ
હવે આમ શું રીસાવ— ટે૦
વહાલી શાને મુંઝાવ નથી રહેવામાં માલ
હાલ વીચારી જાવ ( ૨ )
કયાંથી રમાય રંગ થાએ આનંદ કંદ ( ૨ )
વહાલા જાવા દઉં ના એ—( ૨ ) જરા રોકાઈ
( કેમ વહાલી ઠીક નાં—ઉંહું જરા રહો ને )
વહાલી ભેટી લ્યો એમાં માની લ્યો ( ૨ )
ચંપકવરણી હરણી એ—( ૨ ) જરા રોકાઈ

## ગાયન ૧૦ મું.

**કપટસીંહ—**

પાસો પ્રપંચનો ફેંકું તો ઉછળે હા—ટેક૦

દુશ્મનનો દાવરે બસ હાથમાં ચડે હાં
કરી કળથી છળબળથી કાંટો એ કાઢું આજે મુને નડે
નાનાં અને કમજોર એને ન ધારવાં
એક રોગને શત્રુ એ બે ઉગતાં સંહારવાં—(૨)
કાંટો થઇને કાઢું કાંટો ધું ધું દુશ્મન કેરો ધાટો
નત્ર માગે એ પાણી છાંટો પોબાર મુજ પડે—પાસો•

## ગાયન ૨૧ મું.

**કુસુમ-સખીયો—**

શું રે કહું બેની મુજ વીરહીણીની વાત
વીરહની વાત બેની વીરહીની વાત—શું રે૦
રશીક મોહન કેમ રીસાણાં
તન મન મેં અરપણ કીધાં શાણા
શાણા—શાણા—શાને કરો આ વીલાપ
કાંઇ ભજો દીનાનાથ તો થાએ ભલી ભાત
નીશદીન મુને કાંઈ ચેન ન પડે
મારા વહાલા વીજય વીના દીન રાતરે—શું રે૦

## ગાયન ૨૨ મું.

**કુસુમ—**

રશથી કોણ રશાવેરે રશીક વિના રશથી કોણ રશાવે
રશીક વિના રશથી કોણ રશાવે.—ટેક૦
વિજય વિના હું અન્ય ન દેખું રે

વ્હાલા વિના હું કોને ન પેખું રે
માઝાનું ક્યાં છે લેખું રે હાં—( ૩ ) રશીક૦
વિયોગ તાગે તન મન તપાવે રે
સજ્જન વર્ગમાં સોચ કરાવે રે
મુજ મન અતીશે ભમાવે રે—( ૩ ) રશીક૦
હરિસીંહ તો વારે ધાયા રે
શાને માટે તમે મુકી માયા રે
કેના થયા તમે ડાહ્યા રે હાં—( ૩ ) રશીક-રશથી૦

# *ટેબલો.*

—→*←—

## અંક ૨ જો.

### ગાયન ૬૩ મું.

કપટસીંહ—

છું અધિકારી પૂર્ણ પ્રતાપી સત્તાધારી હાં—હાં—હાં
ત્રાહે પોકરાવી અરી હંફાવી શીર નમાવી હાં—હાં—હાં
હુંજ હવે હરીસિંહનો રાજા હુંજ તેની મુકાવું માઝા
રાજા મારો પગ ધોનારો દાસ થનારો હાં—હાં—હાં.

### ગાયન ૬૪ મું.

વીજય—

કેવી મનહરણી એ ગજગામીની અચકાતી આવે—વાહ
પ્યાસી તું પ્રેમની મમ ક્ષેમની આ દેહની તું કેમની

અથડાતી આવે—વાહ—કેવી
મનહરણી શું અહિં આવે મુજ મન માંહે બહુ ભાવે-પ્રેમની૦
મુખથી કાંઈ વેણુ કહેને બાહુથી બાથ લેને--પ્રેમની૦

## ગાયન ૧૫ મું.

કુસુમ-સખીઓ—

ધીરી ધીરી સખી અધીરી બની
અધીરી બની, બેન જાણી તને પ્રેમઘેલી બની—ધીરી૦
નહિં છેડો નહિં છેડો સખીરી મુક કેડો
એ વાત મુને ના ગમે ( કયાંથી ગમે )
રંગીલો, રસીલો, છબીલો, પ્યારી મન હરણ શું મોર
તું નવેલી કરીને કેલી થઈને ઘેલી
ચુપ કર મુરખી શરમા દુર થા ( ૨ ) ધીરી—

## ગાયન ૧૬ મું.

કુસુમ-વિજય—

માફ ભાવી જુવોને જોગીરાજ મહારાજ
પુજન કરૂં હું નીત પ્રેમથી—માફ૦
બાળા ધીરી રહે જોશ જોઉં નેમથી
પીયુ આવે ઘેર આજ તારા પ્રેમથી
તો તો સેવું હું આપને સદાય મહારાજ—પુજન૦
પતિ વિયોગ થયો પાપીના પાપથી
મેં વિલાપનો સબંધ એ પ્રતાપથી
પડું પાય કહો કંથ કે દી આવશે મહારાજ—પુજન૦

## ગાયન ૧૭ મું.

કુસુમ—

ઘેલી ફરૂં છું રે વહાલા વિયોગે
વહાલા વિયોગે પીયુના વિયોગે—ઘેલી૦
કોઇ જાવો જીવન લાવો મરતી બાળાને બચાવો
ચેતન હરી લીધું રે વહાલા વિયોગે—ઘેલી૦
હવે પ્રભુજી શું તલસાવો મહેર કરી મોહનને લાવો
દુઃખ બહુ દીધું રે વહાલા વિયોગે—ઘેલી૦

## ગાયન ૧૮ મું.

કુસુમ-વિજય—

પ્રેમે ભેટો આજે પ્રીયે રસીલી સ્નેહે સુધારસ સીંચીયે
પ્રેમરસ પ્યાલા પીયો રશીલા ખાલી ધીમે ધીમે કીજીયે
ઘેલો ભમું તારા ગોરા ગાલો પર કુસુમ કળી જરા ચુમીયે
આઘા રહો આતે કેવાં અડપલાં પોતાના બોલો નવ ભુલીયે
વાહ વા જાણ્યા એતો છેલ છબીલા ખાલી ધીમે ધીમે કીજીયે.

## ગાયન ૧૯ મું.

કુસુમ—

વદો ના વિપરીત વાત પ્યારા પીતા—ટેક૦
બાળકડીનું જોર ન ચાલે પીતા પ્રત્યે પલવાર પ્યારા પીતા
સુતા તણા સ્વામીને હણતાં કરજો કાંઈ વિચાર પ્યારા પીતા—વદો૦

સાખી—

રોવડાવો નવ રાંકડી, કરી કંસાર્ઝવત કામ:
વીણ સ્વામી વીધવા રહું, પણ નહિં સાંખે રામ.

વિજયને વીદારતાં પહેલાં કરો કુસુમની ઘાત પ્યારા પીતા
સ્વામી સંગે સોહે સલુણી વીનતી સુણો મુજ તાત પ્યારા પીતા
વદો ના—

## ગાયન ૨૦ મું.

વિજય—

અરે વિષ્ણુ વહાલા દશા આ કેવી
દશા આ કેવી કરી દશા આ કેવી— અરે વિષ્ણુ૦
પીતા પાસે નીજ પુત્રી હણાવી
પ્રલયકાળ દે લાવીશું આવી ( ૨ ) અરે૦
પ્રજાપતિથી અતી ક્રુર વીધાતા
અનાથની સ્થીતી થવાની શું આવી ( ૨ ) અરે૦

## ગાયન ૨૧ મું

વિજય—

હું ગુનેગાર નથી નીરાધાર કરૂણાળુ કલંક ઉગાર
કળીની કળાને કાપ સત્યને સ્થીર સ્થાપ
દીન બન્ધુ આવુંછું આ અનાથનો ઉદગાર

## ગાયન ૨૨ મું

આશુક—બળરામ

હસી હસી હેતે ( ૨ ) થી નાથ બોલ કાંઇ બોલો જરા
વાહ તારી પ્રીતી પ્યારી ચાંપુ રદય પાઓ પ્રેમ વારી—હસી૦
વહાલા પ્રેમે જરા રસ રંગે રમો પ્રેમઘેલી થા તું વેલી

કરી કૃતાર્થ મુને સ્વીકારી વાહ હારા વેણુ તારાં
કર્યું જીવન તેં સુખકારી—હસી

## --ટેબલો.--

—→※(૦)※←—

### અંક ૩ જો.

ગાયન ૨૩ મું

કુસુમ—

વાય વાય સંજોગી વાયુ ખેસવતો સાડી હૈયે હર્ષ ન માય
કોમળ આ મુજ છાતી ઢાંકું ત્યાં આ વેણી ખુલ્લી થાય
ચોળી તુટે છેડો છુટે અંગે અંગ ન સમાય—હૈયે૦
વિષધર આવી વેણી તોડે વાળે વીંટાઈ જાય
મોતી જોઇ હંસ દોડે છાતી ધબ ધબ થાય (૨) ચોળી૦

ગાયન ૨૪ મું

કપટસીંહ—

ખટપટ વાલા રણુધીર વાલા રહી નીરાલા ચકમક
ભાલાથી ઠાર કરૂં ઝાલા હા—હા
નટવર ઝાલા મરશે તાજ કપટસીંહ ધરશે
અ હા હા હા—હા હા—હા
બસ રંગ ઉડાવો, રાગ ઉડાવો નાચ જમાવો
ચકમક ભાલાથી ઠાર કરૂં ઝાલા—ખટપટ

ગાયન ૨૫ મું

માણેક—

હે વિધાતા આ કર્યું શું હશે કયાં સુકાની સ્વામી

ભુલી પડી ભત્ર હરીયે દોડો દાસીને મોરારી—હે
હું ક્યાં ભમું નોધારી છે વાટ આ ભયકારી
જાશે ક્યાં બીચારી બાળા દોરો દાસીને મોરારી—હે

ગાયન ૨૬ મું

આલેક-ધનદાસ—
ભ્રાત તારી ભગનીની પ્રત્યે આવું કરતાં વિચારો
એનીને કાઢી મુકી થાશે ખુવારી તારી
કાંઈક જો વિચારી ભ્રાત તારી—ભ્રાત

સાખી
બાંધ નીજ એની હણે, વરતાએ છે કેર;
બેશી રહો દીન બન્ધુ શું ધાઓને આપેર
ભ્રાતા પ્રભુથી કેમ ડરતા નથી ઠાર કરતાં કેમ મરતા નથી
એની પ્રત્યે દયા ધરતા નથી મોતથી તમે કાંઈ મરતા નથી
અંતે નાખો મારી ( ૨ ) મારોમાં—ચુપ
મારશો—હા—ભ્રાતા

ગાયન ૨૭ મું

સાખી—
હે દીનાનાથ દયા કરી, મનમાં લાવી મે'ર;
પ્રેમીનો પતો નહીં ક્યાં શોધું આ પેર

સાખી
જાદુગર એ પ્રેમી છે જાદુ મોટો પ્રેમ;
અકસ્માત આવી ચડે, પ્રેમીને નહીં નેમ.

ગાયન ૨૮ મું

આલેક-બળરામ—
વ્હાલથી વ્હાલ આજ ભેટયા તમે જોગીરાજ ધુતારા

૨.-ખીલી કળી મુખડાની દેછે લલચાવી
ખીલી છે તમથી એ ઘો ના શરમાવી
કયાંથી શીખ્યાં નીતી આવી-પ્રીની રીતી આવી
ચુંબન મુને ભાવી મુકો ટેવ આવી ઠગારા—ભ્હા૦
૧-રશીલી પ્યારી તેં માંડયો ભરમાવા
ફારસ કરી સંગીત પ્યારા માડયું ફસાવા.
કયાંથી શીખ્યા ચાળા આવા-મુકો ચાળા આવા
અમે નથી એવા-તમો લેવા લા'વા ધુતારા—ભ્હા૦

ગાયન ૨૯ મું

વારાંગના—
આવો પીયો ભર સાગર શરાબ-હો બહાર આંખોમે
જામ જમકા ચલે જોસ બડે ચમકે સીતારા
હાં મહેફીલમેં દુબારા-રંગ જમાવો
જંગ મચાવો ઢંગ દીખાવો હાં—આવો૦
આવો સાહેલીયાં પ્યારી મોહનીયાં
જાઓ સહિલીયાં-હરબારી-જામ—આવો૦

ગાયન ૩૦ મું

કુસુમ-વિજય—
પ્રીયકર રસભર સુખકર મનહર મોહન મુરતી ક્યાંથી આવે
અલબેલી જા વે'લી અકેલી વીરહીણી વનીતા આ સામે કયાંથી આવે
કોણુ કોણુ મારા વીલાસ બાગના વિલાસી
હા વહાલી એજ તારા પ્રેમનો પ્યાસી
વાહ પ્રાણુ વાહ આજે ભેટયાં ઉમંગે
પ્રેમ પુર પ્યાલા પાઓ રશ રંગે—વાહ૦

**સાખી—**

તજી જશો ના વાલમા, કોઈ દીન ફરી વાર;
મીન મરે જળ વીણુ એ, વાત છે નીરધાર—વાહ૦

**સાખી—**

વીધી ગતી અકળીત છે, અંતર પટ રમનાર;
આશા નીરાશાં દાખવી, ખેલે ખેલ અપાર—વાહ૦

ગાયન ૩૧ મું

**માણેક**—પીતા પુત્રી પતિ પ્રતિ તમે કરો ના આવો કેર
ભ્રાત છે અવર એના વીણુ તાત
કરૂણાળુ કરોને મે'ર—પીતા૦
પુનીત પ્રેમ તણી છે અમ જ્યોત
ના બુઝવો કરોને મે'ર—પીતા૦
**આનંદ! આનંદ!! આનંદ!!!**

—※ સમાપ્ત. ※—

---